

# ॥ श्रीउपदेशग्रंथावलि ॥

## ॥ अंक छपनमो ॥

## ॥ आत्मदेवने पुनः स्वाराज्यप्राप्ति* ॥

---

વસ્તુનિર્દેશરૂપ મંગલ.

દોહરો.

આત્મદેવ સૌ જીવ આ, મહાનિદ્રા અજ્ઞાન;
તે ગયે સ્વારાજ્ય મળે, જે સુખરૂપ મહાન્. ૧

---

૧૯૭૬ (શાકે ૧૮૪૧) કાર્તિકસુદિ પૂનમ. આવૃત્તિ પહેલી. પ્રત ૨૦૦૦

—બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીમન્નથુરામશર્મા. બીલખા. કાઠિયાવાડ.

જીજ્ઞાસુઓને મનન કરવામાટે વિનામૂલ્યે આપવા પ્રકટ કરનાર
ગજી દેવજી લાકડાવાળા. જોડીઆ બજાર, કરાચી. સિંધ.

અમદાવાદ—પીરમશાહરોડ ઉપર ધી નિર્ભય પ્રીન્ટિંગ પ્રેસમાં
લલ્લુભાઇ ઇશ્વરભાઇ ત્રિવેદીએ છાપ્યું.

## આત્મદેવને અંધકાસુરાદિએ સ્વારાજ્યથી ભ્રષ્ટ કર્યા જેવા કર્યા.

### સોરઠા.

આત્મદેવ મહારાજ, સ્વારાજ્યે આરૂઢ હતા;
સૌના તે શિરતાજ, શત્રુ કોઇ હતો નહિ. ૧

રે'તા શાંત સદાય, વ્યાકુલતાનો લેશ નહિ;
નો'તું દુઃખ જરાય, પરમાનંદે રાજતા. ૨

વાણીથી ન વર્ણાય, અનુપમ વૈભવ એમનો;
જેના સદૃશ ગણાય, એવું કોઇજ હતું નહિ. ૩

અકસ્માત્ એક વાર, આવી નિદ્રા[1] એમને;
અતિ અનર્થ તે વાર, આવીને ઊભો થયો. ૪

આવ્યો અંધક-અસુર,[2] એકાએક ક્યાંઇથકી;
વ્યાપ્યું તમસ્ પ્રચુર, કાંઇજ સૂઝ પડે નહિ. ૫

આત્મદેવનું ભાન, વ્યાપકતાનું દૂર થયું;
પરિચ્છિન્નતા-જ્ઞાન, એકાએક ઉદે થયું. ૬

સુવર્ણ તામ્ર ને લોહ,-જેવા ઘરમાં[3] સ્થિતિ થઇ;
ઉપજ્યો એવો મોહ, ઘરને નિજરૂપ માનિયું. ૭

ત્યાં કલ્પક-અસુર,[4] આવ્યો પંચાસુરસહિત;
શબ્દરાગ અસુર, સ્પર્શરાગ અસુર વળી. ૮

રસાનુરાગ અસુર, રૂપરાગઅસુર તથા;
ગંધરાગ અસુર, નામ હતાં પાંચેતણાં. ૯

નામરૂપાદિ પ્રેત, અસંખ્ય સાથે આવિયાં;
થયાજ રાય અચેત, સઘળી સમજણ ખોઇને. ૧૦

ઘરને ગણી નિજરૂપ, તેમાં તે કેદી થયા;

૧ સ્વરૂપવિસ્મરણરૂપ અજ્ઞાન. ૨ આવરણ. ૩ કારણ, સૂક્ષ્મ ને સ્થૂલ એ ત્રણ શરીરોમાં. ૪ ચિત્ત.

અસુરે—આજ્ઞાનુરૂપ, સતત હવે તે વર્તતા. ૧૧
અસંગપણાનું ભાન, કાંઇ તેમને નવ રહ્યું;
શુચિપણાનું જ્ઞાન, તે પણ ભૂલ્યા સર્વથા. ૧૨
ભૂલ્યા અમર્ત્યભાવ, મર્ત્યભાવમાં સ્થિત થઇ;
વિસર્યા અજડસ્વભાવ, સ્વભાવ જડ નિજ માનીને. ૧૩
સુખરૂપ હતા સદાય, તે હવે દુઃખમય થયા;
અજત્વકેરું જરાય, સ્મરણ રહ્યું નહિ તેમને. ૧૪
સ્વાધીનતાનું ભાન, ભૂલી ગયા તે સર્વથા;
પારતંત્ર્યનું જ્ઞાન, રોમરોમમાં દૃઢ થયું. ૧૫
અકામતાનો લેશ, અનુભવમાં આવે નહિ;
અસુરોના આવેશ, ખેંચે દશ દિશ તેમને. ૧૬
નો'તી ચિંતા લેશ, તે ચિંતામાં ડુબિયા;
નિર્ભય હતા હમેશ, તે સદા ભયભીત થયા. ૧૭
ખેદદુઃખનું ભાન, કદી થતું નહિ જેમને;
ત્યાં જાગ્યું તોફાન, ખેદદુઃખનું સર્વદા. ૧૮
પૂર્ણકામરૂપ જેહ, તેમાં ઉપજી કામના;
બળવા લાગ્યા તેહ, વ્યાકુલતાનો પાર નહિ. ૧૯
અવિકૃતમાંહી વિકાર, લાગ્યા બહુ બહુ ભાસવા;
શીતલતા ન લગાર, તૃષ્ણાગ્નિ બાળ્યા કરે. ૨૦
સંગ નીચનો થાય, સંગીની પડતી કરે;
સુખની આશ ત્યજાય, દુઃખના ડુંગર ધસી પડે. ૨૧
શાંતિતૃપ્તિની આશ, ત્યાં શી રીતે રાખવી ?
નિત્ય નિત્ય થતું નિરાશ, ઉંડા નિસાસા મૂકતા. ૨૨
ચમારને ઘર જાય, ત્યાં સુગંધ ક્યાંથી મળે ?
કંકાસનાં ફલ ખાય, મોઢું મીઠું થાય કેમ ? ૨૩

શીતલ કરવા દેહ, બેસે અગ્નિપાસ જઇ;
મૂરખ કહીએ તેહ, હેતુફલ[1] સમજે નહિ. ૨૪
ગંગાજલને થાય, સ્પર્શ સુરાના પાત્રનો;
તેનું ગૌરવ જાય, દ્વિજ તેને અડકે નહિ. ૨૫
ઉચું ચંદન હોય, તે ઇંધનમાં જઇ પડે;
બાળે તે સૌ કોય, આદર ન કરે એહનો. ૨૬
અગ્નિને જો થાય, નીચ લોહની સંગતિ;
ઘણનો મારજ ખાય, ભૂલતણું ફલ ભોગવે. ૨૭
ગરીબ ગાયને થાય, હરેડી ગા'નો સંગ જો;
તે પણ ધોકા ખાય, ગળામાંહી ડેરો પડે. ૨૮
આત્મદેવની આમ, અંધકાનુજે[2] સ્થિતિ કરી;
ભૂલ્યા ભાન તમામ, પરવશતામાં જઇ પડ્યા. ૨૯
દારા મળી અગિયાર,[3] આવી ક્યાંઇથી અણછતી;
વશ કીધો ભરતાર, વશીકરણ જબરું કરી. ૩૦
નામરૂપાદિ પ્રેત, દશ દિશ લાગ્યા દેખવા;
ઉપજ્યું તે પર હેત, અધિક અનર્થ વધારવા. ૩૧
મનઃસુંદરી એક, બીજી શ્રોત્રસુંદરી;
ત્વક્‌સુંદરી છેક, ત્રીજી પણ બહુ બલવતી. ૩૨
રસના નયન ગણાય, ચતુરથી અને પાંચમી;
ઘ્રાણગિરા કે'વાય; છઠ્ઠી ને વળી સપ્તમી. ૩૩
હસ્ત ચરણ એ નામ, આઠમી ને નવમીતણાં;
દશમીનું અભિધાન, ઉપસ્થ કે'વાતું હતું. ૩૪
અગિયારમીનું નામ, પાયુ એવું પડ્યું હતું;
હતી ગરીબ તમામ, ખટપટ ઘણી કરતી નહિ. ૩૫

૧ કારણ ને કાર્યનું રહસ્ય. ૨ વિક્ષેપાસુરે. ૩ મનસહિત અગિયાર ઇંદ્રિયો.

પાંચ શિરનો નાગ,[૧] રક્ષણ કરતો ધરતણું;
નહિ દ્વેષ નહિ રાગ, સમભાવે તે વરતતો. ૩૬
આત્મદેવનો રાગ, મનઃસુંદરીપર થયો;
ઝળકયો અતિ સોહાગ, તેથી તે સુંદરીતણો. ૩૭
તે રમણીથી અભેદ, આત્મદેવ પામી ગયા;
ભાસે લેશ ન ભેદ, એવી એકતા થઇ ગઇ. ૩૮
ખવરાવે તે ખાય, પાય તેટલું જલ પીએ;
જ્યાં દોરે ત્યાં જાય, જે કે' તે સાચું ગણે. ૩૯
એ વિણુ અંધાભીત, પૂરેપૂરા થઇ ગયા;
રહી ન રૂડી રીત, ભુંડું સૌ ભેળું થયું. ૪૦
કરે નીચનો સંગ, તે પણ નીચ બને નક્કી;
અવળા લાગે રંગ, સારું સૌ જાતું રહે. ૪૧
અન્ય સુંદરી–સાથ, મનઃસુંદરી મળી ગઇ;
અસુરોનો સંઘાત, સા'ય થયો બહુ તેમને. ૪૨
શ્રોત્રસુંદરી–સાથ, મનઃસુંદરી જઇ મળે;
બંને કરી સંઘાત, આત્મદેવને ખેંચતી. ૪૩
વિવિધ શબ્દનું ભાન, કરાવી કલેશ વધારતી;
કરતી બહુ નુકશાન, આત્મદેવના હિતતણું. ૪૪
ત્વક્સુંદરી–સંઘાત. જ્યારે મનસુંદરી કરે;
પકડી પતિનો હાથ, વિવિધ સ્પર્શમાં જોડતી. ૪૫
નેત્રસુંદરી–સાથ, જ્યારે મનસુંદરી મળે;
પતિને લઇ સંઘાત, રૂપો બહુ દેખાડતી. ૪૬
રસનસુંદરી–સાથ, જો મનસુંદરીને મળે;
બંને કરી સંઘાત, પતિને રસો ચખાડતી. ૪૭

૧ મુખ્યપ્રાણ.

મનઃસુંદરી મેળ, કરે કદી જો ધ્રાણથી;
પતિને બહુવિધ ખેલ, ગંધોતણી કરાવતી. ૪૮
ગિરાહસ્તની સાથ, મનસુંદરી જ્યારે મળે;
વચનક્રિયાની સાથ, જોડે પતિને વેગથી. ૪૯
ચરણાદિથી મેળ, મનઃસુંદરી જો કરે;
પતિને ગણીને બેલ, ગમનાદિક કરાવતી. ૫૦
સુંદરીઓના વેગ, ભિન્ન ભિન્ન બહુ પ્રકટતા;
નહિ પરસ્પર હેત, સૌ નિજ નિજ સ્વારથ ચહે. ૫૧
સૌની ખેંચાતાણ, આત્મદેવને લાગતી;
રે'તા નિત્ય હેરાન, શાંતિ લેશ મળે નહિ. ૫૨
જેમ હડકાયું શ્વાન, ભાન ભૂલી દોડે બહુ;
આત્મદેવ પણ ભાન, ભૂલી નિજ ભટકે બહુ. ૫૩
શ્વાનગતિ જે થાય, માથામાં કીડા પડે;
તેવી ગતિ જણાય, આત્મદેવની એ સમે. ૫૪
સુપુત્ર–મરણે થાય, જેવું દુઃખ માબાપને;
તેવું દુઃખ દેખાય, આત્મદેવને દશ દિશે. ૫૫
કૃપણદશા જે થાય, સકલ દ્રવ્ય તેનું જતાં;
તેવી દશા જણાય, આત્મદેવની સર્વથા. ૫૬
ન રહ્યું તેજ જરાય, સુખ શોધ્યું પણ નવ મળે;
જ્યાં ત્યાં દુઃખ જણાય, આત્મદેવને એ સમે. ૫૭
રાખી સુખની આશ, જેહ પ્રવૃત્તિ તે કરે;
અંતે થાય નિરાશ, દુઃખનો અનુભવ બહુ થતાં. ૫૮
દુર્વ્યસની જેમ થાય, દુઃખિયા દુર્વ્યસનોવડે;
દુઃખિયા તેમ જણાય, આત્મસુર અસુરોવડે. ૫૯
ખારા જલનું પાન, કરે તૃષા છીપે નહિ;

તેમ કરે દુર્ધ્યાન, સાચી શાંતિ નવ મળે. ૬૦
આત્મસુરે ઉપાય, શાંતિમાટે બહુ કર્યા;
ન મળી શાંતિ જરાય, ઊલટી વ્યાકુલતા વધી. ૬૧
જામ્યો જબરો રોગ, ત્રિવિધ તાપનો એમને;
સુખાભાસ–સંયોગ, કવચિત્ કવચિત્ થાતો હતો. ૬૨
ઉપજ્યો અતિશય ત્રાસ, વ્યાકુલતા પણ બહુ થઈ;
થઈને બહુજ ઉદાસ, છાતીફાટ રુદન કર્યું. ૬૩
આશુતોષ મા'દેવ, અદૃશ્ય રહી તવ બોલિયા:
" સુણજો આતમદેવ ! વાત કહું તમ હિતતણી. ૬૪

## શ્રીમહાદેવનો ઉપદેશ.

રોવાથી શો લાભ ? તમે વિચાર કરી જુઓ;
ઉઠો હે મહાભાગ ! યત્ન કરો દુઃખનાશનો. ૬૫
પ્રયત્નથીજ કરાય, નાશ સરવ દુઃખોતણો;
પરમાનંદ પમાય, પ્રયત્નથી આ વિશ્વમાં. ૬૬
આળસ ત્યજો પ્રમાદ, ઉદ્યોગી સાવધ બનો;
વચન રાખી આ યાદ, અસુરોને સત્વર હણો. ૬૭
સ્વારાજ્યનો લાભ, પુનઃ પ્રાપ્ત કરો તમે;
ત્યજી આળપંપાળ, સઘ કર્તવ્યે સંચરો. ૬૮
વિવેકાસ્ત્ર લઈ હાથ, ફેંકો અંધકઉપરે;
કરો તેહનો નાશ, જેથી અન્ય અસુર ડરે. ૬૯
વિવેકાસ્ત્રનું નામ, બ્રહ્માસ્ત્ર પણ કે'વાય છે;
નારાયણાસ્ત્ર નામ, પાશુપતાસ્ત્ર વદાય એ. ૭૦
વિવેકાસ્ત્રનો પાત, અંધકાદિ-ઉપર થતાં;
થાશે તેનો ઘાત, આમાં ભેદ જરી નહિ. ૭૧
કલ્પકેરો નાશ, થશે નિર્વિકલ્પ-ભાવથી;

શબ્દરાગાદિ–નાશ, થશે દોષદર્શનાસ્રથી. ૭૨
નામરૂપાદિ–વિનાશ, થશે તત્ત્વદર્શનાસ્રથી;
અસુર–પ્રેતનો નાશ, એ રીતે ઝટ થઇ જશે. ૭૩
રિપુઓતણો વિનાશ, થતાં સ્વરાજ્ય[1] ફરી મળે;
પૂરી થાશે આશ, લેશ દુઃખ રહેશે નહિ. ૭૪
મહાવિકટ આ કામ, શ્રદ્ધાવિણુ થાશે નહિ;
માટે રાખી હામ, શ્રદ્ધાથી ભરપૂર થજો. ૭૫
રાખી અડગ ઉત્સાહ, પ્રયત્ન કરો બહુ પ્રેમથી;
શમશે સઘળા દાહ, પુનિત પરમસુખ રેલશે. ૭૬
અંધક–કલ્પક–લાશ, લાશ અન્ય અસુરોતણી;
પ્રેતોની પણુ લાશ, ભલે પછી નજરે પડે. ૭૭
એ મુડદાંથી લગાર, ભીતિ ન તમને લાગશે;
મહિમા પુનિત અપાર, ઊલટો વધશે તમતણો. ૭૮
લેશ ન રે'શે ફેર, પછી મારાથી તમતણો;
થાશે લીલાલહેર, દુઃખના દિવસો ગત થઇ." ૭૯

## આત્મદેવની સ્વકર્તવ્યમાં પ્રવૃત્તિ ને પરિણામ.

કહીને વચન ઉદાર, મહાદેવ મૌનજ રહ્યા;
આત્મદેવ તૈયાર, થયા તુરત નિજ કાર્યમાં. ૮૦
શ્રદ્ધા લાવી અપાર, ઉત્સાહ લાવી અતિઘણો;
લાવી સદાગ્રહ સાર, અસુર–નાશ આરંભિયો. ૮૧
વિવેકાસ્રથી નાશ, કર્યો અંધકાસુરતણો;
કલ્પક–અસુર–વિનાશ, કર્યો નિર્વિકલ્પ–અસ્રથી. ૮૨
શબ્દરાગાદિ–અંત, આણ્યો દોષદર્શનાસ્રથી;

૧ સ્વારાજ્ય–પરમાનંદસ્વભાવવાળા પરમાત્માનો અંતઃકરણમાં આવિર્ભાવ થતાં જીવની પરમાત્મરૂપે સ્થિતિ થવી તે.

નામરૂપાદિ–અંત, થયો તત્ત્વદર્શનાસ્ત્રથી. ૮૩
પામ્યા અસુર વિનાશ, પ્રેતો પણ વિણસી ગયાં;
રવિનો થતાં પ્રકાશ, જેમ થાય ક્ષય તિમિરનો. ૮૪
અસુરપ્રેત–સમાજ, શવરૂપે સૌ થઇ ગયો;
સિદ્ધ થયું શુભકાજ, આત્મદેવને આ સમે. ૮૫
રિપુ રહ્યા નહિ એક, અડચણ કરનારો હવે;
સ્ત્રીઓતણા કુરેગ, તે સરવે અટકી ગયા. ૮૬
બાહ્યસુખની આશ, લેશ રહી નહિ તેમને:
થઇ ગઇ ઘણી નિરાશ, માત્ર જીવન ધારી રહી. ૮૭
સમય જતાં થઇ સ્થિર, ચંચલતા સઘળી ત્યજી;
પીતાં શાંતિ–નીર, સહજતૃપ્તિ આવી અતિ. ૮૮
સુવર્ણ તામ્ર ને લોહ,—જેવાં ઘર બાધિત થયાં;
એકપણાનો મોહ, તે સઘળો જાતો રહ્યો. ૮૯
પરિચ્છિન્નતા-ભાન, હવે લેશ પણ નવ રહ્યું;
વ્યાપકતાનું જ્ઞાન, ઉદય પામીને સ્થિર થયું. ૯૦
સર્વે ભૌતિક લીન, ભૂતાકાશવિષે થયું;
ભૂતાકાશ વિલીન, ચિત્તાકાશમાં થઇ ગયું. ૯૧
ચિત્તાકાશ પ્રલીન, ચિદાકાશમાં થઇ જતાં;
રહ્યું ન કાંઇ ભિન્ન, એક ચિદાકાશજ રહ્યું. ૯૨
સર્વાતમરૂપ બ્રહ્મ, અભેદભાવે ભળિયું;
અવિદ્યાસહ જે ભ્રમ, તેની ગાંઠ કપાઇ ગઇ. ૯૩
હૃદયગ્રંથિનો ભેદ, પૂરેપૂરો થઇ ગયો:
સંશયોનો દઢ છેદ, થયો સંચિતકર્મ–ક્ષય. ૯૪
વિષયહર્ષનો નાશ, સર્વપ્રકારે થઇ ગયો;
ચિંતાવણો વિનાશ, હવે સુખપૂરવક થયો. ૯૫

કામનાઓનો નાશ, થઈ આત્મક્રીડા ઠરી;
આત્મરતિ-પ્રકાશ, તથા કૃતકૃત્યતા થયાં. ૯૬
પરમાનંદિત્વ-લાભ, થયો અપૂરવ આ સમે;
દુઃખતણો સદ્ભાવ, હવે ક્યાંઇ પણ નવ રહ્યો. ૯૭
શુભમહિમા પ્રાસાદ, આત્મદેવ એમાં રહ્યા;
સિંહાસન સ્થિરભાવ, તે ઉપર સ્થિરતા કરી. ૯૮
દ્વારે કદલીસ્તંભ, કોમલતાના શોભિયા;
તોરણ બહુવિધ-રંગ, પરમપ્રીતિનાં ઝળકિયાં. ૯૯
દમ સુવર્ણઘટમાંય, શમરૂપ ગંગોદક ભર્યું;
ઉત્સાહ અંકુર ત્યાંય, તે ઘટપર શોભી રહ્યા. ૧૦૦
સુછત્ર સદ્ઘનભાવ, મસ્તકપર સુસ્થિર થયું;
શુચિ ચેતનસ્વભાવ, ચામર લાગ્યું શોભવા. ૧૦૧
નિરવધિ વ્યાપકભાવ, વ્યજનરૂપ થઇ શોભિયો;
ધૂપ પુનિતસ્વભાવ, દીપ પ્રસન્નતા જળહળે. ૧૦૨
સ્વરાજ્યપદાભિષેક, થયો શ્રીઆત્મદેવને;
વિરાગ અને વિવેક, એ નિર્મલ જલ વર્ષિયાં. ૧૦૩
સાત્વિક સિદ્ધિ અનેક, એ ઐાષધિઓ આવિયો;
સ્વરૂપનિષ્ઠા ટેક, તે ગજ ને અશ્વજ બન્યાં. ૧૦૪
મતિતીક્ષ્ણતા સાર, વિવિધ શસ્ત્રરૂપે થઇ;
શ્રદ્ધા ઉપરતિ સાર, મણિ મોતી સોનું બન્યાં. ૧૦૫
ક્ષમાદયાએ રૂપ, પટભૂષણનાં ધારિયાં;
સુયશ સુગંધ અનુપ, પ્રજ્ઞા પુષ્પમાલા થઇ. ૧૦૬
જ્ઞાનાનંદ વિશાલ, ને શાંતિ ફલ ફૂલ થયાં;
બહુવિધ શુભ આચાર, વિવિધ આહારરૂપે થયા. ૧૦૭
અમાનિત્વાદિ વીશ, કિન્નર થઇ ગાયન કરે;

અભય આદિ છત્રીશ, થઈ અપ્સરા નૃત્ય કરે. ૧૦૮
પુનિત અનાહતનાદ, બહુવિધ વાજાં વાગિયાં;
આનંદ વધી અપાર, દશ દિશામાં વ્યાપી ગયો. ૧૦૯
ધરમ આદિ[1] જે દેવ, તે પ્રકટી સ્તુતિ કરે;
દૂર કરી અહમેવ, બહુ નમ્ર થઈને વદે. ૧૧૦

### ધર્માદિ દેવોએ કરેલી આત્મદેવની સ્તુતિ.

" જય જય શુદ્ધ ! અપાર ! જય અમર ! સુપ્રકાશ ! જય;
જય વિભુ ! જગદાધાર ! જય સદ્ઘન ! ચિદ્ઘન ! જય. ૧૧૧
જય સરવાધિષ્ઠાન ! જય સ્થિર ! હે નિર્લેપ ! જય;
જય જય પરવિજ્ઞાન ! જય અનાદિ ! શિવરૂપ ! જય. ૧૧૨
જય જય અજ ! અવિકાર ! નિત્યશુદ્ધ ! માયારહિત !
જય અક્રિય ! જગસાર ! જય મહેશ ! સુખરૂપ ! જય. ૧૧૩
જય જય બ્રહ્મ ! અસંગ ! જય અગાધ ! જય પ્રાણપતિ !
જય જય અસંખ્ય અંગ ! જય સકલ ! એક ! અરૂપ ! જય. ૧૧૪
જય પ્રાણોના પ્રાણ ! જય નેણોના નેણ પ્રભુ !
ઘ્રાણતણા જય ઘ્રાણ ! ત્વગૂજીભના પ્રેરક ! જય. ૧૧૫
જય શ્રોત્રના કાન ! કર્મેંદ્રિયપ્રેરક ! જય;
જય સંસારનિદાન ! મનોબુદ્ધિપ્રેરક ! જય. ૧૧૬
જય જગના શણગાર ! જય રવિના પણ મહારવિ !
જય સૌમાં વસનાર ! જય શશિના પણ મહાશશિ ! ૧૧૭
જય તારાગણ–નાથ ! જય ભૂજલતેજવાયુપતિ !
જય ચરસ્થાવરનાથ ! ગગનમાયાપ્રેરક ! જય. ૧૧૮
સર્વ દેવના દેવ ! મહારાજ–અધિરાજ ! જય;

૧ શુદ્ધસત્ત્વગુણના સદ્ભાવથી બહુ વૃદ્ધિ પામેલા અહિંસાદિ ધર્મ, વૈરાગ્ય, જ્ઞાન, ઐશ્વર્ય, શ્રી ને યશ.

આપતણી સૌ સેવ, કરે કાલના કાલ ગણી. ૧૧૯
આપતણો સદ્‌ભાવ, સદ્‌ભાવ સકલતણો કરે;
નો'ય આપનો ભાવ, શૂન્યરૂપ સઘળું બને. ૧૨૦
આપતણું જે જ્ઞાન, તે પરકાશે વિશ્વને;
ન હોય જો તે જ્ઞાન, અંધકાર વ્યાપી રહે. ૧૨૧
આપતણો આનંદ, આનંદિત સૌને કરે:
ન હોય તે આનંદ, દુઃખપૂર્ણ જગ થઇ રહે. ૧૨૨
આપ નિરામય દેવ, પૂર્ણકામ પણ આપ છો;
આપ અકલ નિરવેવ,[1] અકામ સર્વાતીત છો. ૧૨૩
દુઃખાતીત પરપાર, ભાગ્નિતાવિરહિત સદા;
ગંભીર અતિ ઉદાર, વિપરીત તમ ને તેજથી. ૧૨૪
અનભિવ્યક્ત[2] સદાય, અનાખ્ય[3] ને નિષ્પાપ છો;
પુણ્યપાપ કદાય, આપવિષે નવ સંભવે. ૧૨૫
અવસ્થા જે કે'વાય, બાલ્યાદિ ત્રણ દેહની;
આપવિષે ન મનાય, ત્રણ કાલમાં લેશ પણ. ૧૨૬
ભાવવિકાર[4] ન લેશ, આપવિષે કદીએ કહીં;
જાગ્રદાદિ-ક્લેશ[5], કદી ન થાયે આપને. ૧૨૭
માન અને અપમાન, ભૂખતરસ ઘડપણમરણ;
શીતાતપનું ભાન, આપવિષે નહિ લેશ પણ. ૧૨૮
વિશુદ્ધચેતન આપ, બ્રહ્મરૂપ પણ આપ છો;
ભૂમા આપ અમાપ, સાક્ષી દ્રષ્ટા આપ છો. ૧૨૯

૧ નિરવયવ. ૨ નામરૂપવડે અપ્રકટ. ૩ વાણીવડે આવા એમ ન કહી શકાય એવા. ૪ ઉપજ્યા પહેલાં કારણરૂપે હોવું, ઉપજવું, વધવું, રૂપાંતર પામવું, ઘટવું ને નાશ પામવું એ ૭ ભાવવિકાર કહેવાય છે. ૫ જાગ્રદાદિ અવસ્થાનો સંબંધ.

સરવાવાસ મહેશ, ચિદાકાશ કૂટસ્થ શિવ;
મહામંગલ વિશ્વેશ, અનેક નામ એ આપનાં. ૧૩૦
અવ્યાકૃત આકાશ, જે મતિમાં વાસો વસે;
તેમાં આપ પ્રકાશ, યોગિપુરુષો અનુભવે. ૧૩૧
અજ્ઞાનતણો નહિ લેશ, દેશકાલનો લેશ નહિ;
દિશાતણો પણ શ્લેષ, આપવિષે નવ સંભવે. ૧૩૨
આપતણે આધાર, આ સૌની સ્થિતિ થાય છે;
આપવિના ન લગાર, કોઇની સત્તા સત્ય અહિં. ૧૩૩
ગગન વાયુ ને તેજ, જલ પૃથિવી ભૌતિક સહુ;
સકલ આપરૂપ છેજ, એમાં કાંઇ સંદેહ નહિ. ૧૩૪
દેવ મનુષ્ય પણ આપ, દાનવ પશુ પંખી બધાં;
કીટ જલ આપ અમાપ, તિર્યક્ પણ રૂપ આપનું. ૧૩૫
સ્વર્ગે થઇ સુરરાજ, આપ લોકત્રય પાળતા;
ભૂપર થઇ મહારાજ, પ્રજાતણું પાલન કરો. ૧૩૬
સૂર્ય શશિ થઇ આપ, ગગનવિષે બહુ શોભતા;
ગ્રહતારા પણ આપ, ઉલ્કા પણ રૂપ આપનું. ૧૩૭
વૃક્ષ છોડ ને વેલ, તૃણરૂપે પણ આપ છો;
વન રણ શૈલ થયેલ, આપવિના બીજું નથી. ૧૩૮
સાગર–નદી–નદરૂપ, સર–તળાવ પણ આપ છો;
કૂપ–વાપિસ્વરૂપ, મેઘરૂપ પણ આપશ્રી. ૧૩૯
મૂર્તરૂપ પણ આપ, અમૂર્તરૂપ પણ આપ છો;
સૌની અંતર–બા'ર, આપ એક શોભી રહ્યા. ૧૪૦
દશ દિશરૂપ પણ આપ, ત્રણ કાલ પણ આપ છો;
હું તું તે આ આપ, આપવિના અહિં અન્ય નહિ. ૧૪૧
જાણે આપ સ્વરૂપ, જાણવાનું કૈં નવ રહે;

મળે આપ સુખરૂપ, મળવાનું સૌ મળી જતું. ૧૪૨
નિષેધ-અવધિરૂપ, જાણે જ્ઞાની આપને;
બાધ કરી દૃશ્યરૂપ, સૌમાં દેખે આપને. ૧૪૩
થતાં આપનું જ્ઞાન, કાંઇ કરતવ્ય રહે નહિ;
દૂર થતાં અજ્ઞાન, પરમાનંદી તે બને. ૧૪૪
મહિમા આપ અપાર, મનવાણી પહોંચે નહિ;
કોઇ ન પામે પાર, ચકિત થઇ અટકી રહે. ૧૪૫
સ્તવીએ વારંવાર, નમીએ વારંવાર બહુ;
ટાળો ભેદ અસાર, નિવાસ આપવિષે દઇ. " ૧૪૬

**સ્વારાજ્યની પ્રાપ્તિ થયા પછી આત્મદેવની સ્થિતિ.**

શુચિ આનંદ અપાર, જેમાં લેશ ન દુઃખતણો;
શીતલતા અતિસાર, આત્મદેવમાં ઉદ્ભવ્યાં. ૧૪૭
સત્ચિત્સુખસ્વરૂપ, દુઃખાતીતપદ અનુભવ્યું;
વ્યાપક અસંગરૂપ, અજ-અનંતરૂપ ભાળિયું. ૧૪૮
અવિકારીજ સદાય, કદી વિકારી થાય નહિ;
એક અદ્વૈત વદાય, તે રૂપે તે સ્થિત થયા. ૧૪૯
સ્પૃહાતણો નહિ લેશ, પરમનિઃસ્પૃહતા અનુભવી;
છૂટયા સર્વે ક્લેશ, ક્લેશાતીતપદ ભાળતાં. ૧૫૦
થયું સ્વરૂપનું જ્ઞાન, તૃષા ટળી સૌ જ્ઞાનની;
ટળ્યું દુઃખદ અજ્ઞાન, ત્યજવાનું કૈં નવ રહ્યું. ૧૫૧
મળતાં પરમાનંદ, શું મેળવવું શેષ રે' ?
ત્રિવિધ તાપના ફંદ, તે સરવે છૂટી ગયા. ૧૫૨
પ્રાચ્યું સંચિત નાશ, સ્પર્શે નહિ ક્રિયમાણનો;
પ્રારબ્ધનો વિનાશ, કરવા લાગ્યા ભોગથી. ૧૫૩
સહુ કોઇ જેમ, સૌ નદીના પરવાહમાં;

સહુ ક્રિયાઓ તેમ, પ્રારબ્ધકરમથી ચાલતા. ૧૫૪
દિનપતિ આદિ જેમ, સમભાવે નિજ ગતિ કરે;
પ્રાપ્ત કર્મ સૌ તેમ, રાગદ્વેષ મૂકી કરે. ૧૫૫
નહિ હર્ષ નહિ ખેદ, સમભાવે તે વર્તતા;
દુઃખ ભય ને નિર્વેદ,[1] તે કદીએ નવ ધારતા. ૧૫૬
બહુ પ્રસન્ન સદાય, રે'તા શુચિ સ્મિત ધારીને;
કરતા નહિ કદાય, ચિંતન ભૂતભવિષ્યનું. ૧૫૭
નહિ કોઇમાં વેર, ગાઢ પ્રેમ નહિ કોઇમાં;
શાંતિની શુભ લે'ર, દશે દિશે વિસ્તારતા. ૧૫૮
ક્ષમાતણા ભંડાર, અવધિ ઉદારતાતણા;
દયાતણા આગાર, છતાં સંગવિરહિત સદા. ૧૫૯
રાકાશશિ અકલંક, નિરભ્ર ખમાં[2] શોભી રહે;
વિરહિત સકલ કલંક, તેમજ તે શોભી રહ્યા. ૧૬૦
પવનપેઠ નિરલેપ, રહેવા લાગ્યા તે સદા;
નથી લાગતો લેપ, અસંગને આ વિશ્વમાં. ૧૬૧
પોતાનો સદ્ભાવ, કરે ભાવ[3] સૌ વસ્તુનો;
સૌનો થાય અભાવ, જો પોતે નવ હોય તો. ૧૬૨
પોતાનો પરકાશ, પરકાશે આ દૃશ્યને;
ન હોય તે વિનાશ, સર્વ તમોમય થઇ રહે. ૧૬૩
પોતાનો આનંદ, સૌને આનંદિત કરે;
નહિ તો દુઃખરૂપ ફંદ, સર્વ સ્થળે દૃષ્ટે પડે. ૧૬૪
એવો અનુભવ થાય, આત્મદેવને સર્વદા;
પરમસુખજ દરશાય, જ્યાં દેખે ત્યાં એમને. ૧૬૫
દશ દિશ ને આકાશ, ને તેમાંની વસ્તુ સૌ;

૧ પ્રારબ્ધફળવારમાં કંટાળો. ૨ આકાશમાં. ૩ હોવાપણું.

તેનો કલ્પિત વાસ, નિજમાં લાગ્યા દેખવા. ૧૬૬
પોતામાં સૌ ભુત, ભૂતોમાં પોતે રહ્યા;
એ અનુભવ અદ્‌ભુત, સંશયવિણુ અતિદઢ થયો. ૧૬૭
ભૂતાદિ જે કાલ, ને તેમાંની વસ્તુઓ;
જે નિજરૂપ વિશાલ, તેમાં કલ્પિત અનુભવ્યાં. ૧૬૮
સંગી છતાં અસંગ, અક્રિય રે' સક્રિય છતાં;
લેશ ન લાગે રંગ, દશ્ય વિશ્વનો એમને. ૧૬૯
વિષયીનું મન જેમ, રહે સદા નિજ વિષયમાં;
આત્મદેવની તેમ, સ્વરૂપવિષે સ્થિરતા થઇ. ૧૭૦
અતિ ઉત્તમ આચાર, વિચાર ઉત્તમ સેવતા;
સેવે શુભ વ્યવહાર, નિજરૂપમાં સ્થિર રહી. ૧૭૧
સ્થાવરજંગમમાંય, નિજરૂપ લાગ્યા દેખવા;
રે' વિકૃતિ કેમ ત્યાંય ? ભેદબુદ્ધિ જ્યાં લેશ નહિ. ૧૭૨
જોતાં નિજ વિલાસ, વિષયેચ્છાઓ સૌ શમી;
દશ્યમાં રહે ઉદાસ, પરમાનંદપદે રહી. ૦---

## જિજ્ઞાસુઓને ઉપદેશ.

જીવ સૌ આતમદેવ, ભ્રષ્ટ થઇ નિજરૂપથી;
વૃથા ધરી અહમેવ, ત્રિવિધતાપને ભોગવે. ૧
ગુરુશાસ્ત્ર–ઉપદેશ, જો પ્રેમે હૃદયે ધરે;
શમી અજ્ઞાન અશેષ, ત્રિવિધતાપ સહજે શમે. ૧
ધરી શ્રદ્ધા ઉત્સાહ, અડગ યત્ન નિશદિન કરો;
શમશે સઘળા દાહ, પરમસુખરૂપ પામતાં. ૧